# પ્રવેશ છઠ્ઠો

## પ્રેમદર્શન

—•—

( રાવીતીરે શાહદરાના મકબરામાં હીરામોતીની ઝલકન્તી જરિયાનની ચાદરઢાંકી જહાંગીર બાદશાહની કબ્ર છે. રત્નજડી સોનારૂપાની નીવીએ ફરતા રતનદીવડા કંઇક ઝેબી પ્રકાશ ઢોળી રહ્યા છે. શ્વેતવસ્ત્રધારિણી, પ્રેમની પૂજારણ, પ્રાણજખમાયેલી રાજહંસી સરિખડી, શહેનશાહબાનુ નૂરજહાન કરમાયેલી કમલપાંદડીઓ પડતીઆખડતી હોય એવે પગલે પધારે છે.

મોરપીંછે શહેનશાહબાનુ પ્રેમસમાધિની રજોટી ઝાડે છે; મહામૂલી જરિયાનની ચાદર ઉપર નિજ હાથી ફૂલચાદર બિછાવે છે; સોનારૂપાનાં ગુલાબજમની ધૂપદાનિયાંમાં ધૂપ પ્રગટાવી કદમમાં ધરે છે. )

**નૂરજહાન :** મ્હારો દિલદિલાવર બાદશાહ !
ત્હારા ગુણરત્નો આલમને ગણી રહેતી,
સિકન્દરશાહ સાંભર્યા હતા.
આજે—અમારા બાદશાહી દિલાનું નથી ત્હારે,
સામ્યની ભવ્ય કલા આથમી રહી,
પ્રેમની પરમ અવસ્થા હું

ત્ય્હાં-સ્વર્ગમાં યે વ્હાલા ! સ્વીકારજે
સ્નેહસોહાગણનાં આ જીવનસમર્પણ,
પ્રેમની પૂજારણની આ પ્રેમપૂજા.
અખંડ છાંટજે ત્ય્હાંથી
ત્હારાં પ્રેમામૃત, મ્હારા પ્રાણેશ્વર !
ને લીલી રાખજે સદા આપણી ઉરકુંજો.

( કબ્રને ફૂલડે વધાવે છે; ત્રણ વાર સીજ્દો ભરે છે; હરેક સીજ્દે ત્રણ-ત્રણ વાર ખાકબોસી કરે છે. )

રૂઝવજે હરિ ! સૌની દિલની દાહને:
બૂઝવજે હરિ ! સૌની આતમઆહને.





